


# અસંમતિ એ લોકશાહીનો સલામતી વાલ્વ છે

☐ ડૉ. ધનંજય ચંદ્રચૂડ*

**ના**ગરિક સ્વતંત્રતા પ્રત્યે રાજ્યની પ્રતિબદ્ધતા એ અસંમતિ સાથે કઈ રીતે વર્તે છે તેની સાથે સીધી રીતે સંકળાયેલી છે. કાયદાના શાસન માટે પ્રતિબદ્ધ રાજ્ય એ સુનિશ્ચિત કરે છે કે કાયદેસર અને શાંતિપૂર્ણ વિરોધને રોકવા માટે રાજ્યતંત્રનો ઉપયોગ કરવામાં ન આવે પરંતુ વિચારવિમર્શ માટે અનુકૂળ અવકાશ ઊભો કરવામાં આવે. કાયદાની મર્યાદામાં, ઉદાર લોકશાહીઓ બાંયધરી આપે છે કે તેમના નાગરિકોને પ્રવર્તમાન કાયદાઓ સામે દરેક કલ્પનાશીલ રીતે વિરોધ કરવાનો અને અસંમતિ વ્યક્ત કરવાનો અધિકાર સાથે સાથે તેમના મંતવ્યો વ્યક્ત કરવાનો અધિકાર મળે. 'રાષ્ટ્ર વિરોધી' અથવા 'લોકશાહી વિરોધી' જેવી અસંમતિના ઢાંકપિછોડાનાં નામકરણ બંધારણીય મૂલ્યોના રક્ષણ અને વિચારવિમર્શાત્મક લોકશાહીને પ્રોત્સાહન આપવાની પ્રતિબદ્ધતાના કેન્દ્રમાં કુઠારાઘાત છે.

અસંમતિનું રક્ષણ એ એક ચેતવણી છે કે લોકશાહી રીતે ચૂંટાયેલી સરકારો આપણને વિકાસ અને સામાજિક સુમેળ

*ન્યાયાધીશ, સર્વોચ્ચ ન્યાયાલય, ભારત

માટે કાયદેસર સાધન પ્રદાન કરે છે, પરંતુ તેઓ આપણા બહુવિધતા ધરાવતા સમાજને વ્યાખ્યાયિત કરતાં મૂલ્યો અને ઓળખ પર ક્યારેય એકાધિકારનો દાવો કરી શકતી નથી. અસંમતિને રોકવા, ભય પેદા કરવા અને મુક્ત વાણી પર ભયાવહ વાતાવરણ ઊભું કરવા માટે રાજ્યતંત્રની સંડોવણી કાયદાના શાસનનું ઉલ્લંઘન છે અને બહુલવાદી સમાજના બંધારણીય આદર્શથી વિમુખ કરે છે.

પ્રશ્નો અને અસંમતિ માટેના અવકાશનો નાશ રાજકીય, આર્થિક, સાંસ્કૃતિક અને સામાજિક તમામ વિકાસના આધારને નષ્ટ કરે છે. આ અર્થમાં, અસંમતિ એ લોકશાહીનો સલામતી વાલ્વ છે. અસંમતિના અવાજને રૂંધવો અને લોકોના મનમાં ભય પેદા કરવો એ વ્યક્તિગત સ્વતંત્રતા અને બંધારણીય મૂલ્યો પ્રત્યેની પ્રતિબદ્ધતાના ઉલ્લંઘનની સીમાને ઓળંગી જાય છે. દરેક વ્યક્તિને સમાન આદર અને અહેમિયત આપે તેવા સંવાદ આધારિત લોકશાહી સમાજના કેન્દ્ર પર ત્રાટકે છે.

બહુલવાદ પ્રત્યેની પ્રતિબદ્ધતા માટે સામાજિક વ્યવસ્થાઓના સ્વરૂપમાં સકારાત્મક પગલાં લેવાની જરૂર છે જ્યાં ધ્યેય "મતભેદનો સમાવેશ, સહઅસ્તિત્વ, સામાજિક અવકાશમાં એને સ્થાન આપવાનું છે." આમ, કાયદાની મર્યાદામાં અભિવ્યક્તિ સ્વાતંત્ર્યનું રક્ષણ કરવું અને વ્યક્તિઓ અથવા અન્ય અનુચરો દ્વારા ભય પેદા કરવા અથવા મુક્ત વાણીને અવરોધવાના કોઈપણ પ્રયાસને તોડી પાડવા માટે પોતાના તંત્રને તૈનાત કરવાની બાંયધરી રાજ્યની સકારાત્મક જવાબદારી છે. આમાં માત્ર મુક્તવાણીનું રક્ષણ જ નહીં, પરંતુ તેને સક્રિય રીતે આવકારવા અને પ્રોત્સાહિત કરવાનો સમાવેશ પણ થાય છે.

વિવિધ અભિપ્રાયોને અવરોધવાના પ્રયત્નોને નિષ્ફળ બનાવવાની એવી જ જવાબદારી દરેક વ્યક્તિ પર નિર્ભર છે. ભલે વિરોધી વિચારો સાથે સંમત ન હોય. પારસ્પરિક આદર અને વિભિન્ન અભિપ્રાયો માટેના અવકાશનું રક્ષણ એ દરેક વ્યક્તિને સહિયારા રાજકીય સમુદાયના સમાન સભ્ય તરીકે જોવાની પ્રક્રિયા છે. જ્યાં સભ્યપદનો આધાર સર્વસંમતિથી અભિપ્રાયમાં સહભાગી થવા પર નથી. પ્રોફેસર સ્કેનલોન કહે છે તેમ, સહનશીલતા સ્વીકારે છે કે સમાન સભ્યપદ સંઘર્ષો કરતાં વધુ ગહન છે અને તે સ્વીકારે છે કે અન્ય લોકો "આપણા સમાજની વ્યાખ્યામાં ફાળો આપવા માટે એટલા જ હકદાર છે."

એકબીજા તરફ જોવાનો અભિગમ માત્ર વ્યક્તિગત સ્વતંત્રતાના હકદાર સાથી નાગરિકો તરીકેનો જ ન હોય. દરેક વ્યક્તિ વિશ્વ પ્રત્યે પોતાનો દૃષ્ટિકોણ ધરાવે છે અને તે જે લોકોને "બીજા" તરીકે જુએ છે તેમની સાથે કેવી રીતે વર્તવું જોઈએ તેનું પોતાનું આકલન કરે છે. આપણે એક એવાં મન અને ચેતનાને

સમજીએ છીએ જે આપણાં પોતાનાં નથી. લોકશાહીને ગંભીરતાથી લેવા માટે આપણે બીજાની બુદ્ધિનો આદરપૂર્વક પ્રતિસાદ આપવો જોઈએ અને આપણે એકસાથે કેવી રીતે રહેવું જોઈએ તે નક્કી કરવામાં ઉત્સાહપૂર્વક - પરંતુ સમાન રીતે ભાગ લેવો જોઈએ.

તે પછી લોકશાહીની ગણના માત્ર ઔપચારિક અસ્તિત્વ ધરાવતી સંસ્થાઓ તરીકે જ નહીં પરંતુ લોકોના વિવિધ વર્ગોના વિવિધ અવાજોને ખરેખર કેટલી હદે સાંભળવામાં આવે છે, આદર આપવામાં આવે છે અને તેની ગણના કરવામાં આવે છે એના આધાર ઉપર થશે. બહુલવાદ માટે મોટો ખતરો ભિન્ન મતનું દમન અને વૈકલ્પિક અથવા વિરોધી મંતવ્યો ધરાવતા લોકપ્રિય અને લોક-અપ્રિય અવાજોને ચૂપ કરવાનો છે. બુદ્ધિનું દમન એ રાષ્ટ્રના અંતરાત્માનું દમન છે.

એકરૂપતાને રાષ્ટ્રની એકતા ધારી લેવાની માન્યતા બહુલવાદ માટે ખતરો છે. દરેક વ્યક્તિનાં ન્યાય, સ્વતંત્રતા અને સમાનતાને સુરક્ષિત કરવાના આદર્શોની સાથે સાથે બંધારણમાં રાષ્ટ્રની એકતા અને અખંડિતતાનો વિચાર કરવામાં આવ્યો છે. જો કે, એવી માન્યતા છે કે આ આદર્શ વિવિધતાની નાબૂદી અને તમામ ઓળખોના વિલીનીકરણ દ્વારા પ્રાપ્ત થાય છે. રાષ્ટ્રના જન્મ સમયે, કલ્પના કરવામાં આવી હતી કે તેની વિશાળ વિવિધતાનો સમાવેશ કરવામાં આવે છે નહીં કે તેને દૂર કરવામાં આવે.

મેં અગાઉ કહ્યું છે તેમ, ભારતના ઘડવૈયાઓએ એના બહુલવાદી તાણાવાણાના રક્ષણ માટે પ્રતિબદ્ધતા દર્શાવી હતી. આ કારણોસર, ધર્મના પ્રચારના અધિકારને કાઢી નાખવા અને બંધારણસભામાં ધર્મ સાથે સંકળાયેલા પહેરવેશ પરના પ્રતિબંધને સામેલ કરવા માટેના સુધારાઓને નકારાત્મક બનાવવામાં આવ્યા હતા. આ સુધારાઓને નકારીને બંધારણસભાએ જાહેર ક્ષેત્રમાં બહુલવાદી અભિવ્યક્તિની આવશ્યકતા પર ભાર મૂક્યો હતો અને 'સંપૂર્ણ એકીકરણ' માળખાની સ્પષ્ટ વિદાયનો સંકેત આપ્યો હતો. એ જ રીતે, ધર્મનો પ્રચાર કરવાની સ્વતંત્રતાને વાણી-સ્વાતંત્ર્ય સાથે સામેલ કરવામાં આવી હતી તે સર્વસંમતિથી સંમત હોવા છતાં, વિધાનસભાને લાગ્યું કે કલમ ૨૫માં એક વિશિષ્ટ જોગવાઈનો સમાવેશ કરવો જરૂરી છે જેમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે લઘુમતીઓને સુરક્ષિત લાગે તે જોવા માટે બહુમતી પર ભારે જવાબદારી આપવામાં આવશે.

સંયુક્ત ભારત સંસ્કૃતિઓ અને મૂલ્યો બંનેની સમૃદ્ધ બહુવિધતાથી વંચિત માત્ર એકાકી ઓળખ એની લાક્ષણિકતા નથી. રાષ્ટ્રીય એકતા મૂલ્યોની સહિયારી સંસ્કૃતિ અને બંધારણના મૂળભૂત આદર્શો પ્રત્યેની પ્રતિબદ્ધતા સૂચવે છે જેમાં તમામ વ્યક્તિઓને માત્ર મૂળભૂત અધિકારો જ નહીં પરંતુ તેના મુક્ત

અને સલામત અમલ માટે શરતોની પણ ખાતરી આપવામાં આવે છે. બહુલવાદ માત્ર વિવિધતાની જાળવણી માટેની પ્રતિબદ્ધતા જ નહીં, પરંતુ વ્યક્તિગત અને સમાન ગૌરવની મૂળભૂત અવધારણાઓ પ્રત્યેની પ્રતિબદ્ધતા દર્શાવે છે. આ અર્થમાં, બહુલવાદ સમાન ગૌરવની મૂળભૂત અવધારણાઓને આગળ ધપાવે છે અને રાષ્ટ્રીય એકતાના લક્ષ્યને સામગ્રી પ્રદાન કરે છે અને પોષણ આપે છે.

"કલ્પિત રાજકીય સમુદાય" એવા ભારતના નિર્માણમાં એ યાદ રાખવું જોઈએ કે સાર્વભૌમ રાષ્ટ્રની કલ્પના જ શ્રેણીબદ્ધ સમુદાયોમાંથી મુક્ત અને સમાન વ્યક્તિઓ ધરાવતા માળખામાં બદલાઈ ગઈ હતી. બહુલવાદ માટે પ્રતિબદ્ધ રાષ્ટ્ર તરીકે ભારત એક ભાષા, એક ધર્મ, એક સંસ્કૃતિ અથવા એક વિલીનીકૃત જાતિ નથી. બહુલવાદ માટેનો બચાવ એના તાત્કાલિક લાભાર્થીઓ એવા નાગરિકો માટેના બંધારણનાં લખાણ અને દર્શન પ્રત્યેની પ્રતિબદ્ધતાથી વિશેષ છે. તે વિવિધ ધર્મો, જાતિઓ, ભાષાઓ અને માન્યતાઓના લોકો માટે આશ્રયસ્થાન તરીકે ભારતના વિચારનું રક્ષણ કરવાની પ્રતિબદ્ધતાને રેખાંકિત કરે છે.

ભારત બહુવિધ વિચારો અને અનેકાનેક સંસ્કૃતિઓથી સુરક્ષિત છે. વિવિધ સંસ્કૃતિઓ અને વિવિધતા અને અસંમતિની મુક્ત અભિવ્યક્તિ માટે સલામત અવકાશ પ્રદાન કરવામાં, આપણે આ વિચાર પ્રત્યે આપણી પ્રતિબદ્ધતાની પુષ્ટિ કરીએ છીએ કે આપણા રાષ્ટ્રનું નિર્માણ એ ચર્ચાવિચારણાની સતત પ્રક્રિયા છે અને તે દરેક વ્યક્તિનું છે. ભારતની ઓળખ પર કોઈ એક વ્યક્તિ અથવા સંસ્થા એકાધિકારનો દાવો કરી શકે નહીં.

રાષ્ટ્રીય ઓળખને સામૂહિક અને સર્વસમાવેશક રીતે વ્યાખ્યાયિત કરવી નિર્ણાયક છે, જેમ કે ભીખુ પારેખ કહે છે - ''આપણી ઓળખની ભાવના અથવા આપણે કોણ છીએ તે વિચાર આપણાં મૂલ્યો પ્રગટ કરે છે, આપણી નાની અને મોટી પસંદગીઓને માર્ગદર્શન આપે છે અને આપણા જીવનને દિશા તેમજ સુસંગતતાની ભાવના આપે છે." વૈવિધ્યસભર ભારતનો વિચાર બંધારણ દ્વારા કલ્પિત સંસ્થાઓ તેમજ સમાજની વ્યક્તિઓ વિવિધતાને કેવી રીતે પ્રતિસાદ આપે છે તે માર્ગદર્શન આપે છે અને નક્કી કરે છે. બહુવિધ ઓળખના રક્ષણ માટે પ્રતિબદ્ધ રાજ્યવ્યવસ્થામાં, દરેક વ્યક્તિ પર વિવિધ ઓળખોના વિકાસ માટે અનુકૂળ પરિસ્થિતિઓ બનાવવાની સકારાત્મક જવાબદારી છે. આ પરિસ્થિતિઓ આપણી સંસ્થાઓ તેમજ જાહેર ક્ષેત્રના માળખામાં અસ્તિત્વ ધરાવતી હોવી જોઈએ. નોબેલ પુરસ્કાર વિજેતા અમર્ત્ય સેન દ્વારા આ વિચારને સંક્ષિપ્તમાં મૂકવામાં આવ્યો છે, "આપણો વૈવિધ્યપૂર્ણ વારસો (આમ) સામાજિક રીતે સમૃદ્ધ તેમજ રાજકીય રીતે નિર્ણાયક છે."

છેવટે, બહુલવાદ પ્રત્યેની પ્રતિબદ્ધતા બંધારણના ઘડવૈયાઓ દ્વારા વ્યક્ત કરવામાં આવેલા બંધારણીય વિશ્વાસ સંદર્ભે દરેક વ્યક્તિ પર છે. બંધારણની પ્રસ્તાવના તમામ નાગરિકોને ન્યાય, સ્વતંત્રતા અને સમાનતા મેળવવાનું મૂળભૂત દર્શન રજૂ કરે છે. જો કે એના ઘડવૈયાઓએ સ્વીકાર્યું હતું કે બહુલવાદ પ્રત્યેની પ્રતિબદ્ધતા બંધારણ અને તેની સંસ્થાઓમાં તેની બાંયધરીથી વિશેષ છે - જે રીતે કામ કરવામાં આવ્યું હતું તેમાં એ મુલતવી રહ્યું હતું. આ અર્થમાં સમાનતા અને સ્વતંત્રતાની બાંયધરીઓ દ્વારા માત્ર મર્યાદિત બહુલવાદ નક્કી કરવામાં આવ્યો હતો.

આ કારણસર ઘડવૈયાઓએ એમની રજૂઆત "બિરાદરો" તરીકે કરી હતી કે જેના આદર્શોની માન્યતા - જે સમાનતા અને સ્વતંત્રતાની બાંયધરીથી આગળ વધી ભાઈચારા અને બહેનપણાની ભાવના સુધી ગઈ હતી. ડૉ. આંબેડકરે સચોટ રીતે કહ્યું કે, "ભાઈચારા વિના સ્વતંત્રતા અને સમાનતા કુદરતી રીતે સાધ્ય ન બની શકે. તેને લાગુ કરવા માટે એક કોન્સ્ટેબલની જરૂર પડશે."

જ્યારે સ્વતંત્ર ભારતમાં અલગ મતદારમંડળોનું ભાવિ નક્કી કરવા માટે બંધારણસભા બોલાવવામાં આવી ત્યારે તેઓએ નક્કી કર્યું કે તેનો સમાવેશ બહુલવાદી સમાજની આવશ્યકતાઓથી વિપરીત પણ જરૂરી નથી અને તેના સમર્થક હોવાની પણ જરૂર નથી. તેઓએ અલગ મતદારમંડળોને નકારી કાઢ્યાં હતાં અને રાજ્યવ્યવસ્થામાં આંકડાકીય ગેરલાભની સુસંગતતાને ફગાવી દીધી હતી. બંધારણના ઘડનારાઓએ હિન્દુ ભારત અને મુસ્લિમ ભારતની કલ્પનાને નકારી કાઢી હતી. તેઓએ માત્ર પ્રજાસત્તાક ભારતને જ ઓળખ આપી.

બંધારણસભાના એક સભ્યએ કહ્યું હતું તેમ - "આપણે એક સુસંગત રાષ્ટ્ર તરફ આગળ વધવું જોઈએ, વિવિધ કમ્પાર્ટમેન્ટમાં વિભાજિત ન થવું જોઈએ." પરંતુ એક એવું રાષ્ટ્ર જ્યાં "અલગતાવાદની દરેક નિશાની ભૂંસાવી જોઈએ." અન્ય એક સભ્યએ કહ્યું તેમ - "ભારતીયોમાં કોઈ વિભાજન નહીં થાય. સંઘઠિત આપણે ઊભા રહીશું, વિભાજિત આપણે પડી જઈશું." ઘડનારાઓએ જૂથના ભાગ તરીકે વ્યક્તિગત ઓળખના રક્ષણ માટે સલામતી પૂરી પાડી હતી અને ભાવિ પેઢીઓમાં વિશ્વાસ મૂક્યો હતો જેથી ભારતીય હોવાનો અર્થ શું છે તેનું સહિયારું બંધન ઊભું કરી શકાય. એ એકરૂપતાને દૂર રાખે છે અને વિવિધતાને એવી રીતે માણે કે જે વિભાજનકારી ન હોય. બંધારણના ઘડવૈયાઓનો આ વિશ્વાસ છે જેને આપણે આજે સાર્થક કરવાનો પ્રયાસ કરીએ.

[દેસાઈ મેમોરિયલ લેક્ચર, 2020 “The Hues that are India: From Plurality to Pluralism” માંથી સારવીને]